૭૧૦૮

श्री

# मनुष्यभवना दुर्लभपणा विषे

# दश दृष्टांतो.

---

હે ભવ્યજીવો! ઘણુજ કષ્ટે પ્રાપ્ત થાય એવા ચિંતામણી રત્નની પેઠે મનુષ્યનો જન્મ સિદ્ધાંતને વિષે દશ દૃષ્ટાંતે દુર્લભ કહ્યો છે. તે દશ દૃષ્ટાંતો આ પ્રમાણે-

( आर्यावृत्तम्. )

१ चुल्लग २ पासग ३ धन्ने,
४ जूए ५ रयणे ६ सुमीए ७ चक्केय॥
८ कुम्म ९ युगे १० परमाणू,
दस दिठ्ठंता मणुअजम्मे ॥१॥

પ્રથમ ચુલ્લાના, બીજા પાસાના, ત્રીજા ધાન્યના, ચોથા જુવારાના, પાંચમા રત્નના, છઠ્ઠા સ્વપ્નના, સાતમા ચક્રના, આઠમા કાચબાના, નવમા યુગના અને દશમા પરમાણુના; એ દશ દૃષ્ટાંતે મનુષ્યનો ભવ પામવો દુર્લભ છે.

હવે તે દશે દૃષ્ટાંતો જૂદાં જૂદાં કહે છે. તેમાં ચૂલ્લક તે દેશી ભાષામાં ભોજન કહેવાય છે. માટે

## પ્રથમ ચૂલાનું દૃષ્ટાંત કહે છે.

કાંપિલપુરનગરના બ્રહ્મરાજાની ચૂલણીરાણીને ચૌદસુપને સૂચિત બ્રહ્મદત્ત નામે પુત્ર થયો. તે પાંચ વર્ષનો થયો ત્યારે તેનો પિતા મરણ પામ્યો

પછી બ્રહ્મરાજા મરણ પામવાથી રાજ્ય ચિંતા કરવા માટે, તે બ્રહ્મરાજાના દીર્ઘાદિક ચાર મિત્રોએ મળી દીર્ઘરાજાને કાંપિલપુર નગરે રાખ્યો અને બાકીના ત્રણ મિત્રો પોત પોતાને ઘેર ગયા.

હવે ચૂલણી રાણી ઇંદ્રિયોના ચપળપણાથી દીર્ઘ રાજાની સાથે લુબ્ધ થઇ ! તે વાત ધનુ પ્રધાને બ્રહ્મદત્ત કુમરને કહી. કુમર તે વાત ખરી

માલમ પડવાથી દીર્ઘ અને પોતાની માતાને શિખામણ આપવા સારૂ નાના પ્રકારના પ્રપંચ દેખાડવા લાગ્યો. રાજસભામાં અનાચારી પુરુષ દેખી રાજહંસી સાથે કાગડાને સંયોગ કરતો જોઇ બ્રહ્મદત્તે કહ્યું કે, “ એ પાપીને અન્ય જાતિથી અણમળતો સંબંધ ક્યાંથી મળ્યો? આવો અન્યાય હું કોઇ રીતે જોઇ શકું એમ નથી. ” એ વાર્ત્તા સાંભળી દીર્ઘને શંકા ઉપની કે, જરૂર આ કુમરને મ્હારી અને ચૂલ્લણીની અનાચાર સંબંધી વાત જાણવામાં આવીછે. એમ વિચારી દીર્ઘે ચૂલ્લણીને કહ્યું કે, “ તારા પુત્રે એવાં ચિન્હ દેખાડયાં છે, માટે તે આપણ બન્નેને જરૂર મારશે; તેથી જો તારે મારો ખપ હોય, તો પ્રથમથીજ આપણે એને મારી નાંખીએ ! તોજ સારૂં થાય!!! ” રાણીએ કહ્યું. “ હું એને મારવાનો ઉપાય કરૂંછું!!” પછી ચૂલ્લણીએ બ્રહ્મદત્તને મારવા માટે એક કન્યા પરણાવી નવું લાખનું ઘર કરાવ્યું.

તે ચૂલણીનો સર્વ કપટ અભિપ્રાય જૂના પાટભક્ત પ્રધાને જાણ્યો કે, એ વિષયાંધપણાથી પુત્રને લાખના ઘરમાં બાળી નાંખશે! એમ વિચારી પ્રધાને નગર બહાર રહીને ગુપ્તપણે લાખના ઘર સુધી મધ્ય ભાગમાં સળંગ ખોદાવીને પછી બ્રહ્મદત્તને કહ્યું કે, "તારી માતાયે તને મારવા માટે લાખનું ઘર બનાવ્યું છે." આમ કહેવા છતાં પણ તે વાત ન માનતાં ઉલટું બ્રહ્મદત્તે કહ્યું. "હે પ્રધાન! છોરૂ કછોરૂ થાય, પણ માવતર કુમાવતર ન થાય!" પ્રધાને કહ્યું. "સ્વામિન્, તમે કહો છો તે સત્ય હશે, પણ જ્યારે આ ઘરમાં રહેવાનું મુહુર્ત્ત હોય, ત્યારે સૂતા થકા સાવધાન રહેજો. તેવામાં જો કાંઇ કામ પડે, તો પાટુ પ્રહારે સળંગ ઉઘાડી તમે નગરની બહાર આવજો. એટલે હું પલાણ સહિત ઘોડા શણગારી તૈયાર કરી રાખીશ. પછી તમે મારી સાથે દેશાંતર ચાલજો."

હવે ચૂલણીએ મુહુર્ત્ત જોવરાવી પુત્રને કહ્યું.

"તમે નવપરણીત છો; માટે આજ નવા ઘરમાં સૂઈ રહેવા જજો." પછી જયારે બ્રહ્મદત્ત વરધનુ મિત્ર સહિત ત્યાં ગયો, ત્યારે તેને પ્રધાને કહ્યું. "આજ તમે સાવધાન રહેજો." તે સાંભળી બ્રહ્મદત્તે ભદ્રક પ્રકૃતિયે ચિંતવ્યું કે આવા સ્થાનકમાં તે વળી શો ઉપદ્રવ થવાનો છે? એમ ધારી તે સૂવા ગયો. પછી રાત્રિએ તે પાપબુદ્ધિ માતાએ અકસ્માત્ ઘરની ચારે બાજુયે આગ લગાડી!!! કહ્યું છે કે—

જૂઠું બોલવાપણું, સાહસિકપણું, માયાકપટપણું, મૂર્ખપણું, અતિલોભપણું, અશુચિપણું અને નિર્દયપણું; એ સાત દોષો સ્ત્રીને વિષે સ્વભાવે રહેલાજ છે!

તત્કાળ તે આગના ભડકા દેખી વરધનુ મિત્ર કુમરને જગાડીને તે સળંગમાંથી બન્ને જણ બહાર નીકળી ઘોડા ઉપર બેસી દેશાંતર તરફ ચાલ્યા. ચાલતાં ચાલતાં કેટલીક ભૂમિ ઉલ્લંઘી ગયા. એકદા વનમાં કુમરને તૃષા લાગી. તેથી

મંત્રિપુત્ર પાણી લેવા ગયો. તે ઘણી વારે પણ ન આવ્યો, ત્યારે કુમર તેને જોવા માટે નીકળ્યો તે માર્ગમાં ભૂલો પડયો ત્યારે તૃષાયે પીડયો થકો એક વૃક્ષની નીચે જઇ સૂઇ રહ્યો. એવામાં એક દેશાંતરી વટેમાર્ગુ બ્રાહ્મણ પાણીનું પાત્ર લેઇ વૃક્ષની છાયાએ આવી વિશ્રામ લેવા બેઠો બ્રહ્મદત્તે તેની પાસે પાણી માગ્યું. બ્રાહ્મણે પાણી અને પાસે જે કાંઇ ફળ ફૂળાદિ હતાં તે ખાવાને આપ્યાં. ત્યારે બ્રહ્મદત્તે કહ્યું. "તમે જે વખતે મને રાજ્ય મળ્યું સાંભળો, તે વખતે કંપિલપુરપાટણે આવજો." એમ કહી બ્રાહ્મણને વિદાય કરયો.

પછી ત્યાંથી ચાલતાં કેટલેક કાળે બેનાતટ નગરતરફ જતાં વળી માર્ગમાં એક બીજો બ્રાહ્મણ મળ્યો. તેની સોબતથી કુમરે બાર જોજનની અટવી ઉલ્લંઘન કરી. બે જનની વેળાયે બ્રાહ્મણ એકલોજ જમ્યો, પરંતુ કુમરને આગ્રહ માત્ર પણ કરયો નહિ! તેમ કુમરે જાચના પણ કરી

નહીં; કારણ કે, "મહંત પુરુષો મરણાંતે પણ જાચના કરે નહીં." એમ કરતાં અટવી ઉતરી પ્રાંતે પહોંચ્યા, ત્યારે કુમરે કહ્યું. "હે બ્રાહ્મણ! તમારા પસાયથી હું અટવી ઉતર્યો, માટે જ્યારે મને કંપિલપુરનું રાજ્ય મળ્યું સાંભળો, ત્યારે તમે તરત આવજો." એમ કહી બ્રહ્મદત્ત બેનાતટ નગરે ગયો. બ્રાહ્મણ વિચાર કરવા લાગ્યો કે, જુઓ! એનું ઔદાર્ય અને ધૈર્યપણું! અને મારૂં કૃપણપણું!! એમ ચિંતવતો તે પોતાને સ્થાનકે ગયો.

પછી કેટલેક કાળે ભાગ્યયોગે બ્રહ્મદત્તને છખંડ પૃથ્વીનું રાજ્ય મળ્યું. ચક્રવર્તિની પદવી પ્રાપ્ત થઇ. વરધનુ મિત્ર પણ આવી મળ્યો. તેમને આપણા નગર તરફ આવતા જાણીને ચૂલણી રાણીયે પોતાના દેહનો ત્યાગ કર્યો. બ્રહ્મદત પોતાના પિતાની રાજ્યગાદીયે બેઠો.

હવે જેણે પાણી પાયું હતું, તે બ્રાહ્મણ બ્રહ્મદત્તને રાજ્ય મળ્યું સાંભળી નગરમાં આવ્યો

તેણે રાજાને મળવા માટે ઘણા ઉપાય કર્યા, પણ તે દારિદ્રીને રાજાનું દર્શન થાય નહિ! એમ છ માસ વહી ગયા. પછી નગરમાં કોઇ બુદ્ધિથી ઉપાય બતાવનારાની શોધ કરતાં એક બુદ્ધિના આપનારાયે કહ્યું કે, "જો તું મને લાખ સોના મ્હોરો આપે, તો હું ઉપાય બતાવું." બ્રાહ્મણે કહ્યું "જો મને રાજાનો મેળાપ થશે, તો હું તને લાખ સોનામ્હોરો આપીશ." પછી બુદ્ધિ આપનારાયે કહ્યું. "હે બ્રાહ્મણ! તું એક મોટો જબરજસ્ત વાંસ લેઇ તેને રસ્તામાં પડેલાં જૂનાં ફાટેલાં ત્રૂટેલાં ખાશડાંની માળા વળગાડી તે વાંસડાને પકડી રાજમાર્ગે ઉભોરહે. જ્યારે રાજાની સ્વારી નિકળશે, ત્યારે તેના ઉપર દ્રષ્ટિ પડવાથી અભિનવ આશ્ચર્ય દેખી રાજા તને પૂછશે. તે વખત તું રાજાને આશીર્વાદ દેજે." બ્રાહ્મણ પણ તે ઉપાયકરી રાજાને મળ્યો. રાજાયે દીઠો ત્યારે તરત ઓળખી તુષ્ટમાન થઇ તેને કહ્યું. "હે વિપ્ર! માગ! માગ!! જે માગે તે આપું." બ્રાહ્મણે કહ્યું.

"સ્વામિન ! ઘેર જઇ મ્હારી સ્ત્રીને પૂછી આવું." રાજાયે કહ્યું. "જલ્દી પૂછી આવ." બ્રાહ્મણે ઘેર આવી સ્ત્રીને પૂછ્યું. "હે પ્રિયે! રાજા સંતુષ્ટ થયો છે, માટે હવે હું શું માગું?" ત્યારે સ્ત્રીએ વિચાર્યું કે, જો એ ગામ, ગરાસ, નગર માગશે, તો પછી મને માનશે નહી; માટે એવું મગાવું કે જેથી એ સમતુલ્ય રહે. એમ ચિંતવી તેણીએ કહ્યું કે, "હે સ્વામિન્! આપણે બ્રાહ્મણ જાતિ છીએ, માટે જો ગામ નગરાદિક માગીશું, તો રાત્રિ દિવસ તેની ચિંતામાં રહેવું પડશે, ઘણા ચાકર નફર રાખવા પડશે અને જો ધન ધાન્ય માગીશું તો વ્યાપાર કરવો પડશે; એટલું જ નહિ પરંતુ વ્યાજે ધન પણ આપવું પડશે! ઇત્યાદિ સંભાળ રાખવાની વિટંબના કરવી પડશે; માટે રાજાની છખંડ પૃથ્વીમાં જેટલા ચૂલા છે, તે પ્રત્યેક ચૂલાદિઠ એકેક દિવસ આપણા કુટુંબને ભોજન મળે અને એક સોનામ્હોર દક્ષણા મળે, એવી માગણી કરો." બ્રાહ્મણે પણ સ્ત્રીના કહ્યા પ્રમાણે રાજા પાસે જઇ

જાચના કરી. રાજાએ કહ્યું. "હે નિર્ભાગ્ય! પાછળબુદ્ધિ બ્રાહ્મણ! હું તુષ્ટમાન થયો છતાં આ ફરી ભીખ માગવાનું તે તેં શું માગ્યું?" તો પણ બ્રાહ્મણે તો સ્ત્રીના કહ્યા પ્રમાણેજ રાજાને કહ્યું કે, "હે મહારાજ! જો તમે તુષ્ટમાન થયા છો, તો એટલુંજ આપો કે, જેથીહું રળિયાત થઉં!" ત્યારે રાજાએ તેમજ કબૂલ કર્યું અને પહેલાદિવસે ચક્રવર્ત્તિયેપોતાને ઘેરજમાડીને એકસોનામહોર દક્ષણાઆપી. પછીચક્રવર્ત્તિની(૧૯૨૦૦૦) અંતેઉરીને ઘેર જમ્યો. પછી ચક્રવર્ત્તિના પુત્ર પૌત્રાદિકને ઘેર જમ્યો; પણ જેવો સ્વાદ પહેલે દિવસે ચક્રવર્ત્તિના ઘરની રસવતીનો હતો,તેવો સ્વાદ બીજા કોઇના ઘરની રસવતીનો આવ્યો નહી. તેથી તેતેજજમણ સંભારયા કરે અને મનમાં વિચારે કે, કોઇ પણ રીતે ફરી ચક્રવર્ત્તિને ઘેર જમવાનોવારો આવેતોસારૂં; પણ તેવારો આવે નહી. તેમ છતાં તે વારો પણ કોઇ દેવતાના સહાય્યથી અથવાપ્રબળ આયુષ્યથી પા-

મવો સુલભ છે, પરંતુ જે મનુષ્ય જન્મથી ભ્રષ્ટ થયો, તેને ફરી મનુષ્ય જન્મ પામવો તે દુર્લભ છે. ઇતિ પ્રથમ ચૂલાનું દ્રષ્ટાંત. ( ૧ )

## હવે બીજું પાસાનું દૃષ્ટાંત કહે છે.

આ ભરતક્ષેત્રના ગોળ દેશમાં ચણક નામે ગામ હતું, ત્યાં ચણક નામે બ્રાહ્મણની ચોણેશ્વરી નામે સ્ત્રી હતી. તે સ્ત્રી ભર્તાર બેહુ અરિહંતની ભક્તિનાં કરનાર હતાં. એકદા તેમનેઘેર દાંત સહિત પુત્ર જનમ્યો. માતાપિતાયે તેના દાંત ઘસાવી નાંખ્યા. એવામાં એકદા તેમને ઘેર ઋષીશ્વરનો સંઘાડો આવ્યો. ત્યારે ચોણેશ્વરીએ નમસ્કાર કરીને પૂછ્યું કે, "હે મહારાજ! અમારે ઘેર દાંત સહિત પુત્ર આવ્યો, તેનું શું ફળ થશે?" ઋષિયો બોલ્યા. "જો તમે એના દાંત ન ઘસાવ્યા હોત તો એ રાજા થાત. હવે એ દાંત ઘશી નાંખ્યા માટે તે બિંબાંતરિત રાજા થશે." પછી તે પુત્રનું ચાણક્ય એવું નામ દીધું તે પણ આકરો શ્રાવક થયો. પછી જ્યારે સર્વ

વિદ્યા ભણીને જોવન અવસ્થા પામ્યો, ત્યારે માતા પિતાએ તેને ઉત્તમ કુળમાં પરણાવ્યો.

એકદા અવસરે ચાણુકયની સ્ત્રી ભાઇના વિવાહ માટે પીયર ગઇ. ત્યાં વિવાહ ઉપર બીજી ઘણી બ્હેનો આવી હતી. તેના સસરા મહા ધનવંત હતા, તેથી તે સર્વે બ્હેનો વસ્ત્રાભરણ પહેરી જમીને પાન સોપારી ખાઇ ઊંચે ચઢીને બેઠી. તેઓ ચાણુકયની સ્ત્રીના અંગનાં જૂનાં અને ફાટેલાં વસ્ત્ર દેખી હસવા લાગી. તેથી તે આકરો અસંતોષ ધરતી વિવાહ કરી પોતાને ઘેર આવી. ચાણુકયે પોતાની સ્ત્રીને આમણ દૂમણી દેખીને પૂછ્યું. "હે પ્રિયે! તને શી અસમાધી ઉપની છે?" એમ પુછવા છતાં પણ તે બોલી નહી, પછી જયારે ચાણુકયે ઘણો આગ્રહ કરીને પૂછ્યું, ત્યારે તેણીએ પોતાના પીયર સંબંધી સર્વ વાત કહી. તે સાંભળી ચાણુકય દ્રવ્ય પેદા કરવાનો ઉપાય ચિંતવવા લાગ્યો ત્યારે તેને કોઇક બ્રાહ્મણે કહ્યું કે, "પાટલીપુર નગરે નંદરાજા

વર્ષ દિવસને આંતરે બ્રાહ્મણને દક્ષણા આપેછે." એમ સાંભળી ચાણાકય ત્યાં ગયો. રાજાને ઘેર જઇ વિસામો લેવા માટે તે નંદરાજાના સિંહાસન ઉપર ચઢી બેઠો. ત્યારે રાજાની દાસીયે કહ્યું."હે વિપ્ર! તમે બીજે કોઇ આસને બેસો."તે સાંભળી ચાણાકયે બીજે આસને કમંડળ મુકયું, તેમ જ ત્રીજે આસને દંડ મૂકયો, ચોથે આસને જપ માળિકા મૂકી, એમ ચાર સિંહાસન રૂંધ્યાં અને પાંચમે આસને જનોઇ મૂકી. ત્યારે દાસીએ તેને રીસથી ઉઠાડી મુકયો. ચાણાકયે પણ રીસાઇને એવી પ્રતિજ્ઞા કરીકે, "હું ત્યારે જ ખરો ચાણાકય કે, એ નંદરાજાને સમુળો ઉન્મુળી નાંખુ" એમ કહી તે સભામાંથી નિકળયો.

આગળ જતાં રસ્તામાં વિચારવા લાગ્યો કે, મને રાજ્ય મળવાનું નથી, માટે હું પ્રધાનજ થઇશ! પણ કોઇ રાજયયોગ્ય કુમરને જોઉં, એમ ચિંતવી તે મયૂર ( મોર ) પોષકના ગામ માં ભિક્ષા નિમિત્તે મયૂરપોષકને ઘેર ગયો, તે

અવસરે મયૂરપોષકની દીકરીને ગર્ભના પ્રભાવે ચંદ્રમા પીવાનો ડોહોળો ઉપન્યો છે, પણતે કોઈ પૂરી શકતો નથી. ત્યારે તેના પિતાયે ચાણક્યને પરદેશીજાણીને પૂછ્યું, ત્યારેચાણક્યે કહ્યું. "જો તે પુત્ર તમે જન્મતાંવેંત જ મને આપો તો હું એ ડોહોળો પૂર્ણ કરૂં." પિતાએ તે વાત કબૂલ કરી. પછી ચાણક્યે પોતાની મતિથી છિદ્રયુક્ત તૃણનું ઘર કરાવ્યું, તેના ઉપર એકપુરૂપને છિદ્ર પૂરવા માટે છાનોમાનો ચઢાવ્યો. પછી મ્હોટા થાળમાં દૂધ અને સાકર પ્રમુખ પરમાન્ન ભરી તે ઘરમાં, જ્યાં ચંદ્રમાનો ઉદ્યોત હતો, ત્યાં મૂક્યો. તેમાં ચંદ્રમાનું પ્રતિબિંબ પડે છે. માટે પિતાએ દીકરીને તેડીને કહ્યું કે, "હેપુત્રી!એ ચંદ્રમા છે તે તમે પીયો." ત્યારે તે પુત્રીયે જેમ જેમ પરમાન્ન પીવા માંડ્યું, તેમ તેમ ઉપર રહેલા પુરૂષે છિદ્ર પણ પૂરવા માંડ્યું. જ્યારે સંપૂર્ણ પી લીધું, ત્યારે છિદ્ર પણ પૂરી નાંખ્યું! ઘરમાં અંધકાર થયો.એમકરી ચંદ્રમા પીવાનો

ડોહળો પૂર્ણ કર્યો. પછી પૂર્ણ માસે પુત્રનો જન્મ થયો. તેનું ચંદ્રગુપ્ત એવું નામ પાડયું.

હવે ચંદ્રગુપ્તને ત્યાંજ મૂકી ચાણક્ય સુવર્ણસિદ્ધિ વિદ્યા સાધવા માટે દેશાંતરે ભમવા લાગ્યો. સુવર્ણસિદ્ધિ કરવાની વિદ્યા પામીને ચાણક્ય પાછો બાર વર્ષે ત્યાંજ આવ્યો. ત્યારે ચંદ્રગુપ્તને છોકરાઓની સાથે રમતો દીઠો. ત્યાં ચંદ્રગુપ્ત રાજા થયો છે, કોઇક છોકરાને પ્રધાન કર્યો છે અને કેટલા એકને ખિજમતદાર સેવક કર્યા છે. એવો દેખી ચાણક્ય હર્ષવંત થઇ છોકરાને આશીષ દેઇ કહેવા લાગ્યો કે, "હે રાજા! મને કાંઇક દાન આપો" ચંદ્રગુપ્તે કહ્યું "જાઓ, તમને પાંચ ગામ આપ્યાં." એમ કહી નમસ્કાર કર્યો. વળી લોકોની ગાયો જતી દેખી ચંદ્રગુપ્તે કહ્યું "એ ગાયો પણ તમે લ્યો." ચાણક્યે કહ્યું. "એ પારકી છે તે કેમ લેવાય?" ચંદ્રગુપ્તે કહ્યું. "વીર ભોજ્યા વસુંધરા" એ વચન સાંભળી વિસ્મિત થઇ ચાણક્ય પૂછવા લાગ્યો કે, "આ કોનો

બાળક છે!" ત્યારે બીજા છોકરાઓએ કહ્યું કે "એ પરિવ્રાજકનો પુત્ર છે." ચાણુકયે કહ્યું "હે વત્સ! આવ, તનેરાજયઅપાવું." ત્યારે ચંદ્રગુપ્ત ઉઠી ચાણુકયને પગે લાગ્યો અને બેહુ જણા દેશાંતરે ચાલ્યા. પછી ધાતુર્વાદાદિકને યોગે સુવર્ણસિદ્ધિ કરી હાથી, ઘોડા રથ અને પાયદળાદિક સર્વ સૈન્ય એકઠું કરીપાડલીપુર નગરે ઘેરો નાંખ્યો. નંદરાજા પણ યુદ્ધ કરવાસામોઆવ્યો યુદ્ધ કરતાં દૈવયોગે ચાણુકયનું સૈન્યનાઠું, ત્યારે ચાણુકય ચંદ્રગુપ્તને સાથેલેઇજીવતો નાસીગયો પાછળથી નંદરાજા ચાણુકયનેમારવા માટે કેટલાએક ઘોડેસ્વાર મોકલી પાછો ઘેર આવ્યો.

હવે તે સ્વારો દોડતાદોડતા ચાણુકયની નજીક આવ્યા. તે જોઇચાણુકયે ચંદ્રગુપ્તને કહ્યું. "હે વત્સ! તું નાસીને સરોવરમાં પેસી જા." તેણે તેમજ કર્યું. પછી ચાણુકયપોતે પણતેજ સરોવરને કાંઠે યોગીંદ્ર થઇ ધ્યાન ધરવા બેઠો. એવામાં સ્વારોઆવીચાણુકયને પૂછવા લાગ્યા

"હે સ્વામિન! તમે ઇહાં બે રૂપવંત જોવનવય વાળા પુરૂષોને જતાદીઠા?" ચાણક્યે ધ્યાન ભંગના ભયનો ડોળ ઘાલીને સંજ્ઞાથી સરોવરમાં રહેલો ચંદ્રગુપ્ત દેખાડયો. તેને કાઢવામાટે સ્વારે ઘોડા તથા હથિયાર ધરતી ઉપર મૂક્યાં અને પોતે પાણીમાં પેસવા મંડયો, એટલામાં ચાણક્યે ઉતાવળથી લઘુલાઘવી કળાયે તે જ હથિયારથી તે સ્વારનું મસ્તક છેદી નાંખ્યું. પછી ચંદ્રગુપ્તને પાણીમાંથી કાઢી ઘોડા તથા હથિયાર લેઇ બેહુ માર્ગે ચાલતા થયા. રસ્તામાં ચાણક્યે ચંદ્રગુપ્તને કહ્યું. "હે વત્સ! મેં તને પાણીમાં બતાવ્યો, તે વખતે તને મ્હારા ઉપર દ્વેષ ઉપન્યો કે કેમ? તે કહે." ચંદ્રગુપ્તે કહ્યું. "હું તો એમ સમજ્યો હતો કે, જે તમે કર્યું હશે, તે ગુણને માટેજ કરયું હશે!

આગળ જતાં નંદરાજાના બીજા સ્વારને આવતો દેખીફરી ચાણક્યે તે ચંદ્રગુપ્તને તળાવમાં પ્રવેશ કરાવ્યો. પછી ત્યાં કોઇ ધોબી વસ્ત્ર

ધોતો હતો તેને ચાણકયે કહ્યું. "હે ધોબી! રાજા રીસાણો છે તેથી તે લોકોને મારતો આવે છે; માટે જો જીવિતવ્ય વાંછતો હોય તો અહિંથી નાસી જા." ધોબી પણ ઉઘાડા ખડગે સ્વારને આવતાં દેખી નાસી ગયો. પાછળથી ચાણકય ધોબીનાં વસ્ત્ર ધોવા લાગ્યો. સ્વારે આવી તેને પુર્વની પેઠે પૂછ્યું, તેને પણ ચાણકયે તેમજ પૂર્વોક્ત બુદ્ધિયે મારી નાંખ્યો.

ફરી બન્ને જણ ત્યાંથી આગળ ચાલતાં સંધ્યા સમયે કોઇક ગામમાં એક ડોશીને ઘેર જઇને બેઠા. એટલામાં ડોશીનો પુત્ર વાળુ કરવા બેઠો તેને ડોશીયે ઉની રાબ પીરસી હતી, તેમાં છોકરે ઉતાવળથી વચમાં હાથ ઘાલ્યો; ત્યારે ડોશીયે કહ્યું. "દાઝયો રે પુત્ર દાઝયો! તું પણ ચાણકયની પેઠે મૂર્ખ કેમ થયો છુ?" તે સાંભળી ચાણકયે ડોશીને પૂછ્યું. "હે માતાજી! ચાણકયને મૂર્ખ કેમ કહો છો?" ડોશીએ કહ્યું. "ચાણકયે પ્રથમથીજ પાડલીપુર રૂંધ્યું, પરંતુ જો દેશ પોતાને

વશ કરી પછી નગરને ઘેરો ઘાલ્યો હોત તો શું બગડી જાત?" તે બુદ્ધિ સાંભળી ચાણુકય વિસ્મિત થઇ હિમવંત પર્વતે ગયો. ત્યાં એક ગામમાં જઇ પર્વતક રાજાની સાથે પ્રીતિ કરી. એક દિવસ અવસર જોઇ ચાણુકયે તે રાજાની સાથે મસલત કરી કે, "આપણે નંદરાજાનો દેશ વશ્ય કરીપાડલીપુરમાંથી નંદરાજાને ઉઠાડી અ- ર્ધો અર્ધ રાજય વહેંચી લઇએ." તેણેપણ તેવાત કબુલ કરી. પછી બન્ને જણે એકઠા મળી કટક મેળવી અનુક્રમે સર્વ દેશ વશ્ય કરી છેલ્લો પા- ડલીપુરને ઘેરો નાંખ્યો. નંદરાજા યુદ્ધ કરતાં હારયો.ત્યારે તેણે ધર્મદ્વારમાગ્યું.ચાણક્યે કહ્યું "હે નંદરાજા! એક રથમાં ઉપડે તેટલુ દ્રવ્ય લેઇ જાઓ, પણ તેથી વધારે લેશો નહી." નં- દરાજા પણ મણિ, રત્ન અને સુવર્ણાદિક રથમાં ભરી એક સ્વરૂપવલ્લભા દીકરીને રથમાં બે સારી ત્યાંથી નીકળયો.

એવામાંચંદ્રગુપ્ત પણરથમાં બેસીગામમાં

ફરવા નીકળ્યો છે, તેના ઉપર દૃષ્ટિ પડવાથી કુમરીને અનુરાગ ઉપન્યો. ત્યારે નંદરાજાએ પુત્રીનો મનોગત ભાવ જાણીને કહ્યું: "હે પુત્રી! તું એ ચંદ્રગુપ્ત ભર્ત્તારને સુખેથી વર. ત્હારૂં કલ્યાણ થાઓ." એમ કહેતાંજ તે પુત્રી રથમાંથી ઉતરીને ચંદ્રગુપ્તના રથ ઉપર ચઢવા લાગી; તેટલામાં ચંદ્રગુપ્તના રથના નવ આરા ભાગી પડયા! ત્યારે ચંદ્રગુપ્તે કહ્યું કે, "એ કન્યા અશુભ શુકનનીછેમાટે જવા દો આપણા કામની નથી." ચાણક્યે કહ્યું. "એ શુકન ભલા છે, માટે એને જવા ન દે. નવ આરા ભાગ્યા માટે ત્હારીનવપેઢી સૂધી રાજ્ય ચાલશે." એમ કહી કન્યા રાખી. પછી પર્વતક અને ચંદ્રગુપ્ત એ બંન્ને નંદરાજાના ઘરમાં ગયા. ત્યાં જઇ લક્ષ્મી વ્હેચવા લાગ્યા. તેવામાં તે ઘરમાં એક કન્યા દીઠી. તેણીના ઉપર પર્વતક રાજા અનુરાગી થયો. ત્યારે ચાણક્યે તે કન્યા પર્વતક રાજાને 'પરણાવી' પરંતુ તે વિષકન્યા હોવાથી

તેના હાથના સ્પર્શથી પર્વતક રાજા વિપત્તિ પામ્યો. તે વિષકન્યાના યોગે ચંદ્રગુપ્તને ઔષધ વિના વ્યાધિ ગયો!!! (પર્વતક મૃત્યુ પામ્યો.)

પછી ચંદ્રગુપ્ત સર્વ રાજ્યનો ધણી થઇ રાજ્ય કરવા લાગ્યો. એવામાં પાડલીપુરના રહેનારા સર્વ લોકો મળીને વિનંતી કરવા લાગ્યા કે, "અહો સ્વામી! નંદરાજા અમારી પાસેથી થોડો કર લેતો અને પ્રજાને પુત્રની પેઠે પાળતો હતો, પણ હમણાં તમારા રાજ્યમાં તો અમે ઘણા કરથી દુઃખી છીએ. માટે કેમ કરીએ અને ક્યાં જઇએ?" તે વાત સાંભળી ચંદ્રગુપ્તે ચાણક્યના મુખ સામું જોયું; તેથી તેણે વિચાર્યું કે, જો આ લોકોને સંતોષ નહિ થાય, તો જરૂર તેઓ ઉચાળો ભરી બીજા દેશમાં જશે! એમ વિચારી તે લોકોનો કર માફ કર્યો. તેથી આવક થોડી અને ખરચ વધારે થવાથી ભંડાર ખાલી થતો દેખીને ચાણક્ય કોઇક નવિન ઉપાય ચિંતવવા લાગ્યો. પછી

ત્રણ ઉપવાસ કરી પૂર્વના મિત્ર દેવતાને આરાધ્યો. તે દેવતાયેત્યાંઆવી ભકિતના પ્રભાવે ચાણકયને બે અજિત (કોઇથી જીતાય નહી એવા) પાસા આપ્યા. પછી ચાણકય તે શેહેરના વ્યવહારિયાઓને તેડી ક્રોડ ક્રોડ સોનૈયાનાં રત્નોભંડારમાંથી કાઢીને જૂવટું રમવા માટે કહેવા લાગ્યો કે, "જે કોઇ મને જૂવટું રમતાં જીતે; તેને હું આ સર્વરત્નો આપું અનેજેહારે, તે એ રત્નના સરખું એક રત્ન મને આપે." એ વચનથી ખુશીથઇ તે વ્યવહારિયા જૂવટું રમવા લાગ્યા. પરંતુ દેવાધિષ્ઠિત પાસાના બળથી ચાણકય વારંવાર જીતે, પણ કોઇ વખત હારે નહી. તેમ છતાં કદાપિ દૈવયોગે તે પણ હારી જાય, પરંતુ હે ભવ્યજીવો! જે મનુષ્યનો ભવ હાથમાંથી ગયો; તે ફરીને મળવો મહા દુર્લભ છે. ઇતિ બીજું પાસાનું દ્રષ્ટાંત. ( ૨ )

હવે ત્રીજું ધાન્યનું દૃષ્ટાંત કહે છે.

કોઇક રાજાયે કૌતુક જોવા માટે ભરતક્ષેત્ર-

માં નિપજતાં સર્વે જાતિનાં ધાન્યો એકઠાં કરાવીને તેમાં એક પાથો સરશવના દાણાનો નંખાવ્યો. તે સરશવના દાણા તે ધાન્ય સાથે મેળવાવીને પછી કોઇક સો વર્ષની ડોશીને તેડાવીને કહ્યું કે, "હે ડોશી ! આ ચોવીશ જાતિના ધાન્યના ઢગલામાંથી સર્વ જાતિનાં ધાન્ય જૂદાં કરો. તેમાં વળી જે એક સરશવના દાણાનો પાથો ભેગો ભેળવ્યો છે, તે પણ જૂદા કાઢી આપો !" પરંતુ તે વૃદ્ધ ડોશીથી કોઇ રીતે તે દાણા જૂદા થઇ શકે નહીં; તેમ છતાં કદાપિ કોઇ દેવ સહાય્યથી તે સરશવાદિક પણ જૂદા થઇ શકે, પરંતુ હે ભવ્યજનો ! જે મનુષ્યનો અવતાર ગયો, તે ફરીને પામવો મહા દુર્લભ છે. ઇતિ ત્રીજું ધાન્યનું દૃષ્ટાંત. ( ૩ )

## હવે ચોથું જૂવટાનું દૃષ્ટાંત કહે છે.

કોઇક રાજાની સભા એકશો આઠ થાંભલાએ કરી સુશોભીત છે. વળી તે એકેકે થાંભલે એકશોને આઠ આઠ હાંશો છે.

હવે તે રાજા વૃદ્ધ થયો, તોપણ મરણ પામતો નથી; ત્યારે તેના મ્હોટા છોકરાએ વિચારયું કે, "હું પણ વૃદ્ધ થવા આવ્યો, તો હવે રાજા તે ક્યારે મરશે? અને પછી હું રાજ્ય પણ ક્યારે ભોગવીશ! માટે જો કોઇ રીતે રાજાને મારી નાંખું, તો હું રાજા થઊં!" આ છાની વાત રાજાના પ્રધાને જાણીને રાજાને સંભળાવી. તે સાંભળી રાજાયે વિચારયું કે, "પુત્ર પણ જીવતો રહે અને હું પોતે પણ જીવતો રહું! એવી યુકિત શોધું." પછી બુદ્ધિના પ્રપંચે પુત્રને તેડાવીને કહ્યું કે, "હે વત્સ! હું વૃદ્ધ થયો માટે તું રાજ્ય લે, પણ પ્રથમ આપણા ઘરની ચાલ છે તે કર કે, જેથી ત્હારૂં રાજ્ય સ્થિર થાય." તે સાંભળી કુમરે કહ્યું. "હે પિતાજી! તમે જે આજ્ઞા કરો, તે હું કરૂં." રાજાયે કહ્યું. "આપણી સભાના એક મંડપે (૧૦૮) થાંભલા છે થાંભલે થાંભલે ૧૦૮) એકસો આઠ હાંશો છે. માટે તમે મ્હારી સાથે જુગટું રમો, તેમાં જો એકવાર જી-

ત્યા, તો એક હાંશ જીત્યા, એમ જો (૧૦૮) વાર જીતો, તો એક થાંભલો જીત્યા. એવા (૧૦૮)થાંભલા જીતીને રાજ્ય લ્યો; પણ જો રમતાં વચમાં એક વાર હારી જશો, તો પાછલા જીતેલા સર્વ હાર વ્યર્થ જશે.

તે વચન સાંભળી કુમર પણ લોભના વશથી રમવા બેઠો. રમતાં રમતાં ઘણા દિવસથયા, તથાપિ એક થાંભલો પણ જીતી શકયો નહીં! તો સભાના સર્વે થાંભલા તો કયાંથીજ જીતાય? તેમ છતાં કદાપિ તે પણ કોઇ દેવતાની સહાય્યથી જીતી શકાય, પરંતુ ગએલો મનુષ્યનો ભવ ફરીથી મળવો દુર્લભ છે. ઇતિ ચોથું જૂવટાનું દૃષ્ટાંત. (૪)

## હવે પાંચમું રત્નનું દૃષ્ટાંત કહે છે.

વસંતપુર નગરમાં અપાર ધનનો ધણી તેમજ ગુણવાન એવો ધનો નામે વ્યવહારિયો રહેતો હતો. તેને ગુણવંત એવા પાંચ પુત્રો હતા હવે તે ધનો શેઠ રત્નની પરીક્ષામાં ઘણોજ

હોંશિયાર હતો, તેથી તેનું બીજું નામ રત્નપરીક્ષક હતું. જે જે બહુ મૂલાં રત્નો આવે, તે તે સર્વેનો તે સંગ્રહ કરે પણ વેચે નહીં. ત્યારે તેના પુત્રોએ કહ્યું કે, હે પિતાજી! બમણી ત્રમણી કિમ્મત આવે છે તેમ છતાં પણ તમે રત્નો કેમ વેચતા નથી?” એમ રાત્રિ દિવસ કહ્યા કરે તો પણ તે લોભવશે વેચે નહી. એકદા તે શેઠ કોઇક ગ્રામાંતરે ગયો. પછી પાછળથી પુત્રોએ સર્વ રત્નો કોઇ દેશાવરીને વેચાથી આપી દીધાં. શેઠ ઘેર આવ્યો ત્યારે પોતાનાં સર્વ રત્નો વેચવાના સમાચાર સાંભળી રીસથી કહેવા લાગ્યા કે, “હે પુત્રો! મ્હારાં જે રત્નો હતાં તે પાછા આણ્યા વિના તમે મ્હારા ઘરમાં આવશો નહી.” ત્યારે તે પાંચે પુત્રો પૂર્વોક્ત રત્નો લેવા માટે પરદેશ નીકળ્યા, પરંતુ તે સર્વ રત્નો તેવાંને તેવાંજ કયાંથી મળે? તે પણ કદાચિત્ કોઇ દેવતાના સહાય્યથી મળે, પરંતુ ગએલો મનુષ્યનો ભવ ફરીથી મળવો દુર્લભ છે. ઇતિ

પાંચમું રત્નનું દૃષ્ટાંત. ( ૫ )

## હવે છઠ્ઠું સ્વપ્નનું દૃષ્ટાંત કહે છે.

ઉજ્જયિની નગરીમાં બહોતેર કળાનોજાણ અને કળાકલાપથી સમસ્ત લોકને પ્રીતિ ઉપજાવનારો મૂળદેવ નામે રાજપુત્ર રહેતો હતો. એકદા તે મૂળદેવ દેવદત્તા ગણિકાના ઉપર અતિશે રાગાતુર થઇ તેણીને ત્યાંજ રહ્યો. તે મૂળદેવને કોઇક વ્યવહારિયાએ માનભ્રષ્ટ કરી કાઢી મુકયો. ત્યાંથી નીકળી તે પરદેશમાં ભમવા લાગ્યો. ભમતાં ભમતાં પૃથ્વિને વિષે અનેક પ્રકારના વિનોદ દેખતો થકો કોઇક ગામમાં ગોસાઇનામઠમાંજઇનેસૂતો.ત્યાં તે નિદ્રામાં ચંદ્રમાને પોતાના મુખમાં પેસતોદેખીને જાગ્યો.

તેવા સમયમાં તેજ મઠમાં એક ગોસાઇના ચેલાયે પણ તેવુંજ સ્વપ્ન દીઠું. પછી તેણે જાગીને તે સ્વપ્નનો વિચાર પોતાના ગુરુ ગોસાઇને પૂછયો. ગોસાઇએ કહ્યું."હે શિષ્ય! આજ તને ઘી અને ખાંડ સહિત રોટલો મળશે! એવું જા-

ણો તે મધ્યાન સમયે ભિક્ષા લેવા માટે ગયો. ત્યાં કોઇક દાતારે ઘી અને ખાંડ સહિત રોટલો આપ્યો. તે લેઇ તે ચાલતો થયો અને મનમાં ઘણોજ હર્ષ પામ્યો.

હવે મૂળદેવ તો શાસ્ત્રનો જાણ છે, તેથી તેણે મઠથી નીકળી ફળફળાદિ લેઇસ્વપ્નપાઠકની આગળ મૂકી સ્વપ્નનો વિચાર પૂછ્યો. સ્વપ્ન પાઠકે કહ્યું, "હે મૂળદેવ! આજથી સાતમે દિવસે તને મ્હોટું રાજ્ય મળશે!" તે વચનને તહત્તિ માનીને તેણે નગરમાંથી ભિક્ષાલેઇ કલ્પમાપે કરી એક મહિનાના ઉપવાસી સાધુને પારણું કરાવ્યું તે સાધુની ભકિતના પ્રભાવથી દેવતા તુષ્ઠમાન થઇને બોલ્યો. "હે મૂળદેવ! તું એકે વચને જે ધ્યાનમાં આવે તે માગ" ત્યારે મૂળદેવે કહ્યું, "હે સ્વામિન્! દેવદત્તા ગણિકા સહિત હજાર હાથી બંધાય એવું રાજ્ય આપો." દેવતાએ કહ્યું. "એ સર્વ તમે આજથી સાતમે દિવસે પામશો."

ત્યાર પછી મૂળદેવ સાતમે દિવસે કોઇક નગરે ગયો, ત્યાં અપુત્રિયો રાજા મરણ પામ્યો. પછી તે નગરના લોકોએ રાજાનું મૃતકાર્ય કરી રાજ્યના અધિકારી પંચને મેળવી પંચદિવ્ય પ્રગટ કરી મૂળદેવને રાજ્ય આપ્યું.

આ વાત પેલા ગોસાઇના ચેલાયે સાંભળી ત્યારે તે ઘણોજ પશ્ચાત્તાપ કરવા લાગ્યો કે, "અરે! હું નિર્બુદ્ધિ છું, મને સ્વપ્ન થયું તે મેં ફોગટ ગુમાવ્યું! પછી તે સ્વપ્ન આવવા માટે તે વારંવાર તેજ જગ્યાએ જઇને સૂએ, પણ તે સ્વપ્ન દેખે નહી. કદાચિત્ દૈવયોગે વળી તે સ્વપ્ન પણ દેખે, પરંતુ ગયેલો મનુષ્યનો ભવ ફરીથી મળવો દુર્લભ છે. ઇતિછઠ્ઠું સ્વપ્નનું દૃષ્ટાંત.(૬)

## हवे सातमुं चक्रनुं दृष्टांत कहे छे.

ઇંદ્રપુર નગરના ઇંદ્રદત્ત રાજાની બાવીશ રાણીયોના બહોતેર કળામાં પ્રવીણ અને સૌભાગ્યના નિધાન એવા શ્રીમાળી પ્રમુખ બાવીશ પુત્રો હતા. એકદા રાજા પ્રધાનની પુત્રી-

ને પરણ્યા પાછળથી કર્મયોગે તે પ્રધાનની પુત્રીને અને રાજાને અણબનાવ થયો, તેથી રાજાયે તેને ત્યાગી દીધી. તે પણ તે દિવસથી પિતાને ઘેર જઇને રહી.

એમ કરતાં ઘણા દિવસ વીત્યા, ત્યારે એક દિવસ રાજાયે બહાર જતાં તે સ્રીને ગોખે બેઠેલી દીઠી. તે દિવસે તે પણ ઋતુસ્નાન વાળી હતી. રાજાયે તેને સાક્ષાત રતિસમાન દેખી પોતાના માણસોને પૂછ્યું કે, "અરે સુભટો! એ સ્રી કોણ છે?" તે બોલ્યા. "હે સ્વામિન્! એ પ્રધાનની પુત્રી તમારી રાણી છે." ત્યારે રાજા તે રાત્રીયે ત્યાં જ રહ્યો. પછી ભાગ્યયોગે કોઇકપુણ્યવંત જીવતેનાઉદરમાં આવીઉપન્યો. સવારમાં પુત્રીયે તે સર્વસમાચારપિતાને કહ્યા. ત્યારે પ્રધાને તે દિવસ વેળા અને સંકેત ઇત્યાદિ સર્વ યાદિ કાગળમાં લખી રાખી. પછી પૂર્ણ દિવસ થએ પુત્ર જનમ્યો. તેનું સુરેંદ્રદત્ત એવું નામ દીધું. પછી જેમ ઉજવળ પક્ષમાં

ચંદ્રમા હર્ષ ઉપજાવે, તેમ હર્ષ ઉપજાવતો તે અનુક્રમે વધતો ગયો.

હવે તે જ દિવસે પ્રધાનની દાસીએ ચાર પુત્રો જન્મ્યા. તેમનાં નામ—અગ્નિકર, પર્વતક, બહુલ અને સાગર. એ ચાર તથા તેની સાથે પાંચમો સુરેંદ્રદત્ત, એ પાંચે મળી એકજ ઉપાધ્યાયની પાસે ભણવા લાગ્યા. ત્યાં સુરેંદ્રદત્તને ભણાવવા માટે પ્રધાને કળાચાર્યને સારી રીતે ભલામણ કરી. તેથી કળાચાર્યે તેને ઘણી મહેનતે કરીને ભણાવ્યો. દાસીના ચારે પુત્રો ભણતાં વિઘ્ન કરે, પરંતુ સુરેંદ્રદત્ત તો વિદ્યાભ્યાસ કરે જ જાય!

વળી રાજાના બીજા જે બાવીશ પુત્રો હતા, તે પણ તે જ નિશાળમાં ભણે છે પરંતુ તેઓ રાજ્યમદ અને જોવનમદે કરીને ઉદ્ધંઠ થયા થકા ગુરૂના સામું વાંકું બોલે. ત્યારે કળાચાર્ય તેમને શિક્ષા આપે તો તે રોતારોતા માબાપ આગળ જાય અને પ્રધાન તો અધ્યા-

પકને એજ ભલામણ કરે કે, "તાડના તર્જના કરીને(મારમારીને પણ આ પુત્રને તમે ભણાવજયો." તેથી ઉપાધ્યાય પણ તેને ખંતથી વિશેષે ભણાવે. પછી શસ્ત્રકળા અને રાધાવેધ પ્રમુખ સર્વ કળાઓ શીખી તે હોંશિયાર થયો, ત્યારે અધ્યાપકે સુરેંદ્રદત્તને લાવીને પ્રધાનને સોંપ્યો. પ્રધાને અધ્યાપકને સારી રીતે દ્રવ્ય આપી સંતોષ પમાડી વદાય કરયો.

એવા અવસરમાં મથુરા નગરીએ જિતશત્રુ રાજાની નિવૃત્તિ નામે પુત્રી હતી, તે તરૂણ અવસ્થાને પ્રાપ્ત થઇ, ત્યારે માતાયે સર્વ શણગાર પહેરાવી તેના પિતા પાસે મોકલી. પિતાયે તેનું સૌંદર્ય દેખી "એ કન્યા સ્વયંવરને યોગ્ય છે." એમ ચિંતવીને કહ્યું કે, "હે પુત્રી! મનમાનતા ભર્ત્તારને તમે વરો." પુત્રીએ કહ્યું, "હે પિતા! જે રાધાવેધ સાધે, તેને હું વરૂં!" કુવરીની એવી પ્રતિજ્ઞા જાણી રાજાએ ઠામ ઠામ દૂત મોકલીને કહેવરાવ્યું અને ઇંદ્રદત્તને ઘણા

પુત્ર છે માટે તેને તેડવા સારૂ પ્રધાનને મોકલ્યો. તેણે જઇ રાજાને વિનંતી કરી કે, "હે સ્વામિન્! તમારા પુત્રો સહિત તમે સ્વયંવરને વિષે પધારો." રાજા પણ બાવીશ પુત્રે પરિવર્યો થકો પ્રધાન સહિત સ્વયંવર મંડપે આવ્યો.

હવે જિતશત્રુ રાજાએ શુભ મુહૂર્તે સર્વ નગર શણગાર્યું. પોતે પરિવાર સહિત નગર બહાર નિકળ્યો. મંડપની વચમાં સ્થંભ ઉભો કર્યો, ઉપર સૃષ્ટિ સંહારે ફરતાં આઠ આઠ ચક્ર માંડયાં. તે ઉપર પૂતળી માંડી. તે પૂતળી ઊંધા મુખને ધારણ કરનારી હતી, તેથી તેનું નામ રાધા પાડેલું છે. વળી હેઠળ તેલથી ભરેલી એક કડાઇ માંડી. ત્યાં કન્યા સુગંધયુક્ત પંચવર્ણી ફૂલની માળા લઇ થંભની પાસે આવી ઉભી રહીને કહે છે કે, "જે પુરૂષ એ રાધાવેધ સાધશે, તેના કંઠમાં હું આ વરમાળા આરોપણ કરીશ." એમ કહી સાવધાન થઇ ઉભી રહી.

તે અવસરે ઇંદ્રદત્ત રાજાએ પોતાનો શ્રીમાળ

નામે મ્હોટો પુત્ર છે તેને દૂર લઇ જઇને કહ્યું કે, "હે પુત્ર! તું રાધાવેધ સાધ અને કન્યા સહિત એ રાજ્ય લઇ લે." તે વાત સાંભળી તે પુત્ર કંપવા લાગ્યો! ધનુષ્ય માત્ર પણ ઉપાડી શકયો નહીં! તથાપિ વળી કાંઇક સાહસ આદરી ધનુષ તો પ્રયાસે કરીને ઉપાડયું, પણ તે ચઢાવી શકયો નહીં! ત્યારે વિલખો થઇને બોલ્યો કે, "અરે! આ કાર્ય તો મ્હારાથી થાયજ નહીં"

એવામાં વળી બીજો કુમર આવ્યો. તે પણ ધનુષ્ય ચઢાવી તુરત પાછો વળ્યો. પછી ત્રીજો કુમર આવી દૃષ્ટિએ જોઇ પાછો વળ્યો તથા ચોથો પુત્ર તો અર્ધ રસ્તેથીજ જોઇને પાછો વળ્યો! અને પાંચમો તો પોતાના સ્થાનકથી ઉઠયોજ નહીં!!! એમ બાવીશે કુમર વિલખા થઇ બેઠા, ત્યારે રાજાનું મુખ વિલખાણું જોઇ પ્રધાને કહ્યું કે, "હે સ્વામિન્! દુઃખી ન થાઓ. એક પુત્ર તમારો હજી પણ છે," રાજાએ તેને પૂછયું કે, "તે કયો પુત્ર છે?" ત્યારે મંત્રીશ્વરે

સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને પૂર્વે લખી રાખેલો કાગળ લાવી નામ વંચાવ્યાં. રાજાએ પણ તે વાત સંભારીને પ્રધાનને કહ્યું કે, "તે પુત્રને તુરત તેડી અહિં લાવો." ત્યારે મહેતે પણ સુરેંદ્રદત્તને સ્નાન શણગાર કરાવી તેડી લાવી રાજાને પગે લગાડયો. રાજા તે પુત્રને દેખી હર્ષિત મનવાળો થયો થકો ચિંતવવા લાગ્યો કે, "જ્યાં જળાશય (પાણી) છે, ત્યા હંસો વસે છે. જ્યાં માંસ છે, ત્યાં ગૃધ્રપક્ષીઓ પડે છે, જ્યાં વનવાનો હોય છે, ત્યાં વેશ્યાઓ હોય છે." તેમજ જ્યાં આકાર છે, ત્યાં ગુણો પણ રહે છે."

હવે રાજાએ કહ્યું કે, "હે વત્સ! આરાધાવેધ સાધી કન્યા સહિત રાજ્ય લ્યો." તે કુમરનો મુખાકૃતિ દેખી લોક પણ ચમત્કારપામ્યા. કુમરે પણ રાજાનો આદેશ પામી નિશ્ચળ મને ગુરૂના ચરણકમળને નમસ્કાર કરી સ્થંભની નજીક જઇ ધનુષ્યને નમન કરી તત્કાળ ધનુષ ચઢાવી તેલની કડાઇમાં નીચી દૃષ્ટિએ મુખ

જોતાં ઉપર બાણ મુક્યું. તે બાણે રાધાની આંખ માંહિલી કીકી વીંધી, જેવી વીંધી કે તરત યાચક લોકોએ જય જયારવ કર્યો ! અને કન્યાયે વરમાળા ઘાલી. રાજા તેમજ મંત્રીશ્વર એ બન્ને હર્ષ પામ્યા.ત્યાં સુરેંદ્રદત્ત કન્યાસહિત રાજ્ય લક્ષ્મીનું સુખ પામ્યો. એવી રીતે કદાચિત કોઇ રાધાવેધ સાધે, પરંતુ જે મનુષ્ય ભવથી ભ્રષ્ટ થયો, તેને ફરીથી મનુષ્યભવ મળવો દુર્લભ છે. ઇતિ સાતમું રાધાવેધનું દૃષ્ટાંત.( ૭ )

## हवे आठमुं काचबानुं दृष्टांत कहे छे.

કોઇએક લાખ જોજન પ્રમાણવાળા દ્રહમાં એક મ્હોટો કાચબો રહેતો હતો. તેણે એકદા પ્રસ્તાવે વાયરાને યોગે સેવાળ ફાટે થકે આકાશ મંડળને વિષે આસો શુદિ પૂર્ણિમાની રાત્રે સકળ કળાએ સંપૂર્ણ, ચક્ષુને આનંદકારી અને સમગ્ર નક્ષત્રે કરી વિરાજમાન એવો ચંદ્રમા દીઠો. તેથી તે મનમાં ખુશી થયો પછી તે પોતાના કુટુંબને દેખાડવા માટે ફરી

પાણીમાં ડુબકી ખાઇને કુટુંબને તેડી લાવ્યો તેટલામાં વાયરાના યોગે સેવાળ માંહોમાંહી તેમજ મળી ગઇ? તેથી ચંદ્રમાનાં દર્શન થયા વિના એમજ આખા કુટુંબને પાછું ફરવું પડયું? તે કાચબો વળીપણ કદાચિત્ ચંદ્રમા દેખી શકે, પરંતુ નરભવ હારી ગયો અને ધર્મથી શિથિળ થયો, તે જીવને ફરીથી મનુષ્ય ભવ પામવો દુર્લભ છે ઇતિ આઠમું કાચબાનું દૃષ્ટાંત.

## हवे नवमुं युगनुं दृष्टांत कहे छे.

આ તિર્યગ્લોકમાં લવણસમુદ્ર આદે દેઇ, ઠાણુ બમણા કરતાં અસંખ્યાતા દ્વીપ સમુદ્રછે તેમાં છેલ્લો સ્વયંભુરમણ સમુદ્ર, અર્ધા રાજ્ય પ્રમાણ ભુમિ રૂંધીને રહ્યો છે. તેની પૂર્વ દિશિયે ધૂંસર નાંખીએ અને પશ્ચિમ દિશિયે ખીલી સમીલ નાંખીએ, તો કહો તે પાછી કેમ મળે? અથવા તે સમીલ ધોંસરાના છિદ્રમાં કેવી રીતે પ્રવેશ કરે? કદાચિત દેવ પ્રભાવથી તે ધોંસરામાં ખીલી પણ મળે, પરંતુ જે જીવ નરભ-

વર્થી ભ્રષ્ટ થયો, તેને ફરીથી મનુષ્યપણું મળવું દુર્લભ છે. ઇતિ નવમું યુગનું દષ્ટાંત. ( ૯ )

## હવે દશમું પરમાણુનું દૃષ્ટાંત કહે છે.

એક દેવતાયે મ્હોટા પત્થરના થંભને, વજ્રે કરી ચુરણ કરયો; તેને ઘણોજ વાટીને મેરૂપર્વતે ચઢી વાંસની નળીમાં ભરીફુંક સાથે ઉડાડયો. તે પરમાણુંઆ જેમ પાછા એકઠા કરવા દુર્લભ છે, તેમ મનુષ્યભવથી ભ્રષ્ટ થએલા પ્રાણીને ફરીથી મનુષ્યપણું પામવું દુર્લભ છે. ઇતિ દશમું પરમાણુંનું દષ્ટાંત. ( ૧૦ )

## ઇતિ મનુષ્યભવના દુર્લભપણા વિષે

## દશાદષ્ટાંતો સમાપ્તમ્.

# જાહેર ખબર.

## જૈનધર્મનાં છાપેલાં પુસ્તકોનું સૂચીપત્ર.

(ગુજરાતી લીપિમાં છાપેલાં.) રૂ. આ.

| | |
|---|---|
| શ્રીભરતેશ્વર બાહુબળિવૃત્તિ ભાષાંતર........ | ૨—૮ |
| શ્રાદ્ધવિધિ ભાષાંતર.................... | ૩—૮ |
| જૈનકથા સંગ્રહ.......................... | ૧—૪ |
| જૈન ચરિતાવળી (પંદર કથાઓ સહિત.) | ૧—૪ |
| જૈન તત્ત્વ શોધક ગ્રંથ. બોલ ચાલનો થોકડો. | ૧—૦ |
| જૈન સજ્ઝાયમાળા ભાગ ૧ લો આવૃત્તિ ત્રીજી. | ૧—૧ |
| જૈન સજ્ઝાયમાળા ભાગ ૨ જો આવૃત્તિ ત્રીજી. | ૧—૧ |
| ચંદ્રશીખરનો રાસ......................... | ૧—૪ |
| ચંદરાજાનો રાસ.......................... | ૧—૦ |
| કુમારપાળનો રાસ આવૃત્તિ બીજી......... | ૧—૦ |
| ધનાશાળીભદ્રનો રાસ..................... | ૦-૧૪ |
| જૈન સુબોધ પ્રકાશ ભાગ ૨ જો આવૃત્તિ બીજી. | ૦-૧૨ |
| સમકિત કૌમુદિ ભાષાંતર................. | ૦—૮ |
| જંબુસ્વામી ચરીત્ર....................... | ૦—૮ |
| વૈરાગ્યશતક (કવી પદ્માનંદનું રચેલું.)....... | ૦—૪ |
| શ્રીપ્રશ્નોત્તર રત્નમાળા.................. | ૦—૪ |

શ્રી જૈન સુબોધ પ્રકાશ ભાગ ૧ લો...... ૦–૨॥
શ્રી રૂપભદેવ સ્વામીનું ચરીત્ર............. ૦—૨
શ્રીપ્રશ્નોત્તર રત્ન ચિંતામણી (છપાવવાની છે) ૦—૬
શ્રીરસીક સ્તવનાવળી...................... ૦—૨
શ્રીજૈન કોહિનુર સંગ્રહ.................... ૦—૨
શ્રી વૈરાગ્ય શતક નાનું...................... ૦—૨
નિત્ય નિયમની પોથી આવૃત્તિ છઠ્ઠી જેની ઘ-
ણીજ નકલો ખપે જાય છે. (ઢુંઢીઆની.) ૦—૨
મનુષ્ય ભવનાં દશ દ્રષ્ટાંતો................ ૦—૧
જૈન ઉપદેશ રસ ( ૧૦૦ ના રૂ ૨ )...... ૦–૦॥
આનુપૂર્વિ આવૃત્તિ ચોથી. (૧૦૦) ના રૂ૨) ૦–૦॥
માર્ગાનુસારીના ૩૫ ગુણ (૧૦૦) ના રૂ૨) ૦–૦॥
સામાયિક સુત્ર પાઠ સહિત (૧૦૦) રૂ. ૨) ૦–૦॥
વૈરાગ્યોપદેશ પોથી ભાગ ૧ લો. આવૃત્તિ બીજી.૦—૨

એ રીતે ઉપરનાં પુસ્તકો શિવાય તમામ જાતનાં જૈન ધર્મનાં પુસ્તકો મળે છે.

**લી. બાલાભાઈ છગનલાલ શાહ.**
જૈન પુસ્તકો ને દવાઓ વેચનાર,
**ઠે. હીકાભટ્ટની પોળ મુ૦ અમદાવાદ.**